


# વિજયાદશમીનિ ભેટ.

પ્રકાશક,

ઠા. શામજી લવજી ભીમડીવાળા.

તરફથી.

વ્યવસ્થાપક,

યોગબલ મંત્રાલય.

મુંબઈ નં. ૪.

# योगबळ मंत्रालय.

( १ ) आ संस्था कोईपण जातनो अंगत स्वार्थ राख्यावगर चलाववामा आवे छे.

( २ ) धंदा उपरांतना वखतमां सवार सांज ब ब्बे कलाक काम करवामां आवे छे.

( ३ ) कोईपण प्रकरनो रोग ईश्वर कृपाअे मानसिक बळथी सारा करवामां आवे छे.

( ४ ) दरदीओ अे पोतानी स्थिति अने रोगना प्रमाणमां स्व-इच्छा थी जे पैसा आपवाहोय तेमाथी अरधा पैसा अगाउ थी लेवामां आवे छे. अने बाकीना पाछळथी लेवामा आवे छे.

( ५ ) मजकूर पैसा लायब्रेरी अने विद्यादान मां वपराय छे

( ६ ) आ संस्थामां मजकुर फंडमाटे पैसा अथवा कोइपण जातनो जेओ अे भोग आप्यो होय तेने उपरांत अमोने कोइ लायक जणाय तेवाओने हीसाब बताववा आ संस्था बंधाय छे. फंडमां वधारो थये थी. जाहेर हीसाब बताववामाटेनि सगवडता करवामां आवशे.

व्यवस्थापकः

**योगबल मंत्रालय.**

मुंबई नं. ४.

# अयि! ओ! हिंद! जागृत था.

—:◌:o:◌:—

( कव्वाली. )

अयि ! ओ ! हिंद ! जागृत था,
दिसे तुज भाग्य झळहळतुं;

हवे विज्ञाननी देवी, अहीं आवे खुशी थातुं.
यशस्वी बाल ताराने, बनावी प्राक्रमी करशे,
वळी जो आम तेजस्वी, उदय आ सूर्य पामे छे,
यशस्वी हिंदसोनानी, तव स्पर्धा नहि थाशे.
अने अज्ञान सेनाओ, जरीओ ना दुभावाशे.
अरे तुं राखनी श्रद्धा, मदद दैवी तने थाशे,
वळी तुजवाडीओ खीली, सुगंधी पुष्प प्रसराशे.
मज्ञानी दिव्यशोभाने, निहाळी तुं खुशी थाशे,
घणा उंचा उन्नतिना, शिखरपर तुं चढी जाशे.

——:ᴗ:——

# सन्नारी.

——o——

(हरिगीत.)

जे अंग आळस त्यागीने वहेलीज नित्ये जागती,
करी स्नान निर्मळ नीरथी, घरनी सुघडता राखती;
प्रियनाथ जेनां वचनथी संतोष लइ सुखीया थशे,
ते नारी निज चारित्र्यथी कुळ बेयने उद्धारशे. ॥ १ ॥

भोजन करावी सर्वने पछी भावथी भोजन लहे,
क्रूर बाणजेवा आकरा कटु शब्द कोने नव कहे;
चाडी अने चुगलाइथी जे चित्तने दूर राखशे,
ते नारी निज चारित्र्यथी कुळ बेयने उद्धारशे. ॥२॥

   

संकट समयमां नाथथी अळगी नथी थाती जरी,
संपत्तिमां छकछाइ जइ, विसरी नथी जाती हरि;
मनडुं कदी मर्याद त्यागे, विनयथी तो वारशे,
ते नारी निज चारित्र्यथी कुळ बेयने उद्धारशे. ॥ ३ ॥

विद्या, विवेक, सुनम्रता, सद्गुण साचा जे धरे,
पहेर्या छतां वस्त्रोय—अंग जणाय, तेवां परहरे;
सौभाग्यरक्षक भूषणो विण अन्य इच्छा त्यागशे,
ते नारी निज चारित्र्यथी कुळ बेयने उद्धारशे. ॥ ४ ॥

कारण तजी कजिया तणां, शुभ संपनी वृद्धि करे,
सद्बोध आपे बाळने, वळी दिननां दुःखडां हरे;
शुभ कर्म--धर्म विचारथी अंतर बधुं उजाळशे,
ते नारी निज चारित्र्यथी कुळ बेयने उद्धारशे. ॥ ५ ॥

मन हस्तिने जे बांधती संयम तणी सांकळ वडे,
जप, तप, अने यम, नियमथी कदीअे न पाछी जे पडे;
हृदये सदा निज नाथ विण ना अन्य चिन्तन धारशे,
ते नारी निज चारित्र्यथी कुळ बेयने उध्धारशे. ॥६॥

   

कीर्ति वधारी कंथनी व्यवहारने दिपावती,
सखीवृंदमां पण वाणीने मर्यादमांहि राखती;
जळ घाट पर, घर, मार्गमां, वस्त्रो विवेके धारशे,
ते नारी निज चारित्र्यथी कुळ बेयने उध्धारशे. ॥ ७ ॥

निंदा नकामी कोइनी नवराशमां करती नथी,
सखी साथ मिथ्या वादमां ममते करी मरती नथी;
आ लोक ने परलोकनुं जे श्रेय नित्य विचारशे,
ते नारी निज चारित्र्यथी कुळ बेयने उध्धारशे. ॥८॥

———o———

# सति सावित्री.

( रघुपतिराम हृदयमां रहेजो रेः-अे राग. )

आपो प्रभु ! सावित्रीनुं शील अमने रे,
पति प्राण टेकाव्या रोकी यमनेः आपो.
सती अश्वपतिनी कुमारी रे,
लघुवय थकी सद्गुणो धारी रे,
चाल्यां वन जोवा साध्वी कुमारीः— आपो.
अंध दंपती दिठां त्यां वसतां रे,
जोयो कुमार सेवा करतां रे,
मनथी वरीयां ते प्रेम उपजतांः— आपो
पिताने अे निश्चय जणाव्यो रे,
अे विचार तेने नव भाव्यो रे,
नारद दर्शननो जोग आव्योः— आपो.
जाण्युं कुमार केरुं नेष्ठ रे,
एक वर्षनुं आयुष्य शेष रे,
सुणी डगियां नहिं सती लेशः— आपो.
सत्यवान शुं तव परणाव्यं रे,
स्वामी संगे ते वनमां सिधाव्यां रे,
धन संपत्ति सतीने न भाव्यांः— आपो.
काष्ट लेवा गया सत्यवान रे,
सती साथे गयां छे सुजाण रे,
आव्ये काळ, पति छे बेभानः— आपो
मुकी मस्तक खोळामां बाळी रे,
कंथ वदन निहाळी निहाळी रे,

छाती फाट रुप आंसु ढाळीः— आपो.
स्वामी विना सुनो छे संसार रे,
जीवतर पति विनानुं असार रे,
जइ मुज प्राण, जीवो प्राणाधारः— आपो.
दिन वाणीथी कर्युं स्तवंन रे,
यमराज थया छे प्रसन्न रे,
मागो वरदान सती पावंनः— आपो.
सासु ससरानो टाळो अंधापो रे,
गयुं राज्य ते पाछुं आपोरे,
मारुं अखंड अेवातन थापोः— आपो.
सत्यवान उठया झट आपे रे,
नवां नयने ते निरख्यां मावापे रे,
अेतो सावित्री व्रतने प्रतापेः— आपो.
अेम सघळा संतापो विराम्या रे,
गयुं राज्य ते पाछुं पाम्या रे,
सती जश अविचळ जग जाम्याः— आपो.
सती सावित्रिने धन्य धन्य रे,
अेतो भारत केरुं रतंन रे,
अेना स्मरणथी थइअे पावंनः— आपो.
मातपिताना कुळंन शोभावे रे,
श्वशुरपक्षने अधिक दिपावे रे,
जेने पतिव्रत हाथमां आवेः— आपो.
सावित्री चरणे करीने प्रणाम रे,
मागीअे व्रत वाळा तमाम रे,
पूरो अेटली प्रभु अम हामः— आपो.

---

# રિઝાવું નાથને હું ક્યમ.

રિઝાવું નાથને હું ક્યમ અરે ! પડતી નથી કૈં ગમ,
સખીરી ! હાય મ્હારા સમ, હૃદયમાં રહી શકેના દમ.
હતી હું બાળકી જ્યારે, કઠણ ભણવું હતું ત્યારે,
થતું આ છૂટશે ક્યારે ? જઇશ હું સાસરે મ્હારે.
વિચાર્યું મ્હેં બળ્યા એ પાઠ, પઢવા તો નમાલા છે,
કરીને પંડિતાનાં ઠાઠ પૈસા ક્યાં કમાવા છે !
કર્યો મ્હે તર્ક મનમાં, કામિનીને કંથની સેવા—
મહીં થૈ ગર્ક ભોગવવા, પતિ સેવા, તણા મેવા.
વિચારી એમ કીધો તો, સખી ; હ્મેં ઉપરથી નિશ્ચય
હૃદયને કોલ દીધો તો થવા હંમેશ " સ્વામિમય.'
પરંતુ ધારણા મ્હારી, થવા પ્રીતમજીની પ્યારી !
કહું શું વાત વિસ્તારી, જણાયે છે ઘણી ભારી !
રહું જો પાસ હરદમ કંથની, તો કહે-" અધીરી છે,
" વૃથા શંકા કરે છે તું, વફાદારી હમારી છે."
અગર થાઊં જરા અળગી, વચનના બાણ મારે છે,
સૂણીને જાઉંછું સળગી,- " અવરની પ્રીતિ ધારે છે."
કદી કહે છે " તું કાળી છે, " કદી કહેશે રુપાળી છે."
કદી બોલે " તું સારી રે, "તુરત કહે કે "અકારી ! છે"
ઇસારો આંખના થાતાં, કળું ના ભાવ જો મનનો,
પતિજીનુ મગજ જાતાં, છપાટો કઇંક જૂદો છે !
કયું સાચું, કયું જૂઠું, અગર ગંભીર, ઉપહાસી ?-
અેર આ કાળીજૂં બુઠું, ન સમજે સત્ય કે હાંસી.
" પતિને રાખવા રાજી,- " કૃતિ અેથી ન છે દુસ્તર,

# सौभाग्य आरती.

---o---

आरती उतारो.

संसारे स्वामीनी आरती उतारो:

१.

शियळवती व्हेन म्हारी ! सौभाग्य खीलशे:

खीलशे म्हों अंतरनां द्वारो, सुशील व्हेन !

संसारे स्वामीनी आरती उतारो.

२.

साचा ससारे छे स्वामी श्रीनाथजी;

दर्शने स्व-आंगणे पधारो, सुशील व्हेन संसारे०

३.

संसारयात्रामां आत्म-देह-मंदिरे,

मूर्ति शुभ स्वामीनी उतारो, सुशील व्हेन ! संसारे०

४.

पूजा ने पाठ, सर्व धर्म-कर्म प्राणनाथ,

नाथ नामनी गीता पुकारो, सुशील व्हेन ! संसारे०

પુરુષોને પૂજનાર્થ દેવો અનેક છે,

સ્ત્રીનો સ્વામી સર્વ દેવ ધારો, સુશીલ બ્હેન! સંસારે૦

૬.

લ્હાવા સંસારે આ સેવાના મિષ્ટ છે,

સ્વામીસેવ સત્ય લ્હાવ ધારો, સુશીલ બ્હેન! સંસારે૦

૭.

પરિવાર, માત, તાત, સ્વામીમાં સર્વ છે,

સ્ત્રીનો સ્વામી સર્વ મ[illegible]યારો, સુશીલ બ્હેન! સંસારે૦

૮.

સીતા, દમયંતી ને સાવિત્રીનાં ચરિત્ર,

વાંચો, વંચાવો આચારો, સુશીલ બ્હેન! સંસારે૦

૯.

સૌભાગ્ય આરતીમાં શિયળકેરી જ્યોત છે;

સ્વામીનાથ સ્નેહસાર સારો, સુશીલ બ્હેન!

સંસારે સ્વામીની આરતી ઉતારો! સંસારે૦



શ્રી.

# જલંદર અને ગોપીચંદ.

## એક સંવાદ.

જલંદર–વાવના પગથીઆ પર શી ભાંજઘડમાં પડયો છે?

ગોપીચંદ–એક આશ્ચય છે, મહારાજ!

જલંદર–અનંત કાળના યોગી! તને આશ્ચર્ય હજુ શાનું છે! સમુદ્રને પી જનાર અગસ્ત્યને સમુદ્રમાં હજુ શાનું આશ્ચય રહ્યું છે?

ગોપીચંદ–ગુરૂદેવ, અગણિત કાળથી ન અનુભવેલું તેવું કાંઇક અહીં છે. અંચળામાં આજે જળ બંધાતું નથી. વસ્ત્રમાં પાણી ભરવા મથતા ઘેલાને લોકો હસતાં ચાલ્યાં જાય છે.

જલંદર–અને તું ખિન્ન પણ થઇ ગએલો દેખાય છે!

ગોપીચંદ–મહારાજ, વસ્ત્રમાંથી જેમ જલ વહી જાય છે તેમ મ્હારા આત્મામાંથી યોગબલ પણ

વહી જતું જણાય છે. મને ખેદ પણ થાય છે.

જલંદર–મિત્ર, જમાત આજે અહીંજ રહી જશે. આજે આ વાવ પાસેની કદંબ કુંજમાં ઠેરી જશું. તારો ખેદ દૂર કરીશું અને અલખ અહીંજ જગાવીશું.

ગોપીચંદ–કૃપા: ગુરૂદેવ!

જલંદર–ત્યારે તું અહીં આવ. જરા સમાધિસ્થ થા અને આરામ લે.

ગોપીચંદ–ગુરૂદેવ, સમાધિ આજે આવશે નહી. તે આનંદ નાદ લોપ થઇ ગયો છે. યોગ-બલમાં આપની કૃપા શિવાય મ્હારી પાસે બીજું કાંઇજ નથી.

જલંદર–એટલું બધું શું છે: ગોપીચંદ? અહીં આવ, બેટા! (ગોપીચંદ જલંદર પાસે જઇ બેસે છે.) તારાં અંગેઅંગમાં કરૂણાની ઉષ્મા વ્યાપી ગઇ છે, નેત્ર આર્દ્રાતાથી ગળી પડે છે, મ્હોં લેવાઇ ગયું છે, તાત–તને શું થયું છે? તું કોઇ મિત્રને મળ્યો? અનંત કાળના યોગી.

તારો કયો મિત્ર આ વીતેલા અગણિત કાળમાં કાળને હજુ રમાડી રહ્યો છે? તારૂં કયું સંબંધી તને ફરી રાજ્ય ભોગવવા હજુ બોલાવી રહ્યું છે?

**ગોપીચંદ**–એ કોઇ મિત્ર નહિ–મહારાજ, પણ વૈરી મને સાદ કરે છે. હજુ યોગથી તે મને ખેંચી જવા માગે છે. હું તેને દૂર કરવા મથું છું પણ તે ખસતું નથી.

**જલંદર**–તું અનંતતા મેળવી શકયો તેમ તે પણ કોઇ અનંતતા મેળવી શકેલ મહાત્મા છે. બેટા, એમાં સામ્ય છે તો તિરસ્કારી કાઢે છે કેમ? જે હોય તેને ઉપાડી લે અને હૃદયથી ભેળવી લે. હજુ સુધી ટકી રહેલ એવું એ–તારૂં મિત્ર હોય કે સંબંધી હોય કે એક ભાવના માત્ર હોય–જે હોય તેને તારા આત્મામાં સમાવી દે. એ તને હાનિ કરી શકશે નહિ. જે બહુ ટકે છે તે બહુ સારૂં હોય છે.

**ગોપીચંદ**–એ તો જડમૂળથી કાપી બાળી નાખવા જેવી વાચ્છના કૃપાલુ; બહુ ટકી, માટે વ્હેલી કાઢી નાંખવા જેવી અને તે પણ આપના નિત્યના બોધથી જ.

**જલંદર**–કાંઇ ફિકર નહિ–બેટા, તે વાંચ્છના હોય તો તેને પણ જરા વાર તો હૃદયથી ચાંપી લે. તારા જેવાને કાંઇ જ ડર નથી. વાંચ્છનાને પણ ન્યાય આપવો. સર્વાને ન્યાય આપવો. જે બહુ ટકી રહે છે તે બહુ ઉપયોગી હોય છે.

**ગોપીચંદ**–પણ–કૃપાલુ, એ વાંચ્છના થોર જેવી અમર છે અને તેની ખાક કરવામાં આવે નહિ ત્યાંસુધી તે વગર વર્ષાદે અને ખારામાં પણ વધતી જાય તેવી છે. મને તો આજ લાગે છે કે બુરાઇ પણ અમર છે.

**જલંદર**–નહિ, નહિ, બેટા. જે ઉપયોગી છે તે જ કાળના મહાન ઘસારામાં ટકી શકે છે. બુરાઇ તો ક્ષણે ક્ષણે મૃત્યુને વશ જ છે. તું તારી ભાવનાને બુરી કહી ઠગા નહિ.

**ગોપીચંદ**–મહારાજ આજે નિત્યથી કાંઇ ઉલટું જ કહેતા હોય એમ મને અજ્ઞાનીને ભાસે છે.

**જલંદર**–હા, તને એમ જ લાગશે. જે કહેવાની જરૂર ન હતી તે મેં કહ્યું ન હતું. પણ આજે છેવટ કહેવાનું તે કહી લેવાનું પ્રાપ્ત થાય છે, તને દુઃખ દે છે તે ભોગ ભોગવી લે.

કહેવાનું તો એટલુંજ કે તું નિરંતરના સુખમાં આવ.

**ગોપીચંદ**-કૃપાલુ, આપ આજ્ઞા કરોછો તે હવે મ્હારાથી શી રીતે બની શકશે? યોગમાં આવી ભોગમાં પડવાનું હવે કેમ બનશે?

**જલંદર**-જે અત્યારસુધી રહ્યું તે જ સર્વ બનાવી દેશે. યોગને અને ભોગને હવે સરખાં જોતાં શીખ; બાપુ, અને તું છેક જ ગળી ગયેલું તેને માટે બીજું શું રહ્યું? યોગપર તારી પ્રીતિને માટે તને ધન્ય છે. પણ તારી આંખમાંથી અશ્રુ નીચે નથી પડતાં તે શિવાય બીજું બધું જ થઇ ગયું છે. તું દૃઢ છે તો ભોગમાં પણ દૃઢ રહેજે.

**ગોપીચંદ**-ગુરૂદેવ, યોગને અને ભોગને સરખા કેમ ગણું? અનંતકાળની શાન્તિ હવે અત્યારે કેમ ખોઇ નાંખું?

**જલંદર**-અનંતકાળની શાન્તિ-બેટા, ખોવાતી નથી. ખોવાય છે તો મળી ન હતી. અખંડિત શાન્તિ શું તેનું દર્શન તો હવે થશે અને તે

ભોગમાંથી જ; તને હાલ યોગમાંથી તો કદિ નહિ.

**ગોપીચંદ**-આટલા કાળની અસંગતાથી ન બની શકયું તે હવે સંગમાં પડતાં કયાંથી મળી આવશે-મહારાજ ?

**જલંદર**-બેટા, તું હજુ સુધી ન સમજ્યો કે શાન્તિ સંગ કે અસંગ, ભોગ કે યોગ-એવા કોઇ પદાર્થમાં નથી પણ શાન્તિ વિવેકમાં છે.

**ગોપીચંદ**-સત્ય : ગુરૂદેવ.

**જલંદર**-અને વિવેકથી ભોગ ભોગવાય તો યોગની અપેક્ષા નથી. વિવેકના પ્રકાશમાં ભોગ પણ યોગ જ છે.

**ગોપીચંદ**-સત્ય : ગુરૂદેવ: પરંતુ ભોગમાં વિવેક મલિન થાય છે માટે જ લોકો યોગને નિર્મલ અને પૂજ્ય ગણે છે, નિર્ભય ગણે છે.

**જલંદર**-પણ-ભાઇ, ભોગ કરતાં યોગ ઓછો ભયવાળો નથી. દૂધ બગડે છે ત્યારે વિષ બને છે. યોગ તૂટી પડે છે ત્યારે બહુ દુ:ખ થાય છે. પકવ થયા પહેલાં ફ્લને તોડી લેતાં તે કરમાઇ જાય પણ ખટાશ છોડતું નથી.

**ગોપીચંદ**-સત્ય : ગુરૂદેવ.

**જલંદર**-જરા વિચાર કર. તારી માતા મેનાવતીનાં અશ્રુમાં તુ નાહીને અહીં આવ્યો તે સમય યાદ કર પછી તે બલાત્કાર કેટલો વિષમ છે તે તારી અત્યારની સ્થિતિથી જોઇ લે. અનંતકાળમાં એક વખત પાછો ફરી આવ. રાજ્ય અને વૈભવ તારી પ્રકૃતિ હતી. વિરાગ મેનાવતીએ અપાવ્યો. પ્રભુએ આપ્યું હતું તેવું મેનાવતી કયાંથી અપાવી શકે?

**ગોપીચંદ**-સત્ય : ગુરૂદેવ.

**જલંદર**-મેં મેનાવતીને કહ્યું હતું કે "ઉતાવળની જરૂર નથી. ગોપીચંદ અમર નથી પણ ગોપીચંદનો આત્મા અમર છે." પણ તે પુત્રના લાવણ્યમય શરીરને અમરત્વ ઇચ્છતી હતી.

**ગોપીચંદ**-અને તે ઇચ્છતી હતી તે આપની કૃપાથી પ્રાપ્ત પણ કરી શકી.

**જલંદર**-ખરૂં, તે ઇચ્છતી હતી તે તો બન્યું પણ હું ઇચ્છતો હતો તે નહિ.

**ગોપીચંદ**–આપ શું ઇચ્છતા હતા? અમરત્વથી પણ વિશેષ હિત એ કયું?

**જલંદર**–હું ઇચ્છતો હતો તે "શાન્તિ." અને તને માર્ગમાં સર્વની પેઠે આરામ મળે એ પણ ન ઇચ્છવા જેવું ન હતું વિસામા લેતાં ચાલવું સારૂં છે. તારી પ્રકૃતિમાં ચાલતાં તને આરામ મળત અને ધીરે ધીરે આ પણ મળી રહેત. અમરત્વ અને શાન્તિ સાથે મળવાં જોઇએ.

**ગોપીચંદ**–પણ ગુરૂદેવ, આપે આપેલું પાત્ર હું કયાં પી શકયો હોત?

**જલંદર**–તને ખરી જરૂર હોત ત્યારે જલંદર મળી રહેત. વિશ્વ જલંદર જેવા અણુથી ભરેલું પડયું છે. તારી પ્રકૃતિજ તેને શોધી લેત. જલંદર પણ એક કાળે માતાને ધાવતો હતો અને બાલક પેઠે રડતો હતો. આટલો વૃદ્ધ જ્યાં પોપણ મળે ત્યાંથી લેતો લેતોજ થયોછે. પ્રભુએ પોપણમાં કોઇ સ્થાને બિપ નથી નાખ્યું તેથી જ તે આવડો થયોછે. તારી

પ્રકૃતિને જ્યાં પોષણ મળે ત્યાં તું જા, મને મળે છે ત્યાં હું રહીશ. કામધેનુ સર્વ સ્થાને સમાન વર્ષી રહી છે, જે જેવું દોહે છે તેને તેવું તે દઇ રહી છે.

**ગોપીચંદ**-પણ ગુરૂદેવ-ભગવાં વસ્ત્રમાં ટેવાઇ ગયેલાને રાજ્યની સોનેરી હવે ખુચશે નહિ?

**જલંદર**-હાલ તો નહિ જ ખુચે. ખુચે ત્યારે ફેંકી દેજે, ઇચ્છા છે તો તેને પણ ધારણ કરી લે. ઇચ્છા છે તો આ ઝોળી પણ દૂર નથી; જ્યારે ઇચ્છા થશે. ત્યારે મળી જશે. બેટા, ખુશીથી એક ફેરો ફરી આવ. મેનાવતી અત્યાર સુધી હોત તો તે પણ તને એમ જ કહેત.

**ગોપીચંદ**-પણ મહારાજ-કદાચ અમરત્વ અને શાન્તિ બને જાય તેવો ભય લાગે છે.

**જલંદર**-યોગી! રાજા! વેપારી થા નહિ. ભો કરતાં ભય વધારે હાનિ કરે છે પ્રકૃતિમાં એક રસ ન બને ત્યાં સુધી અમરત્વ શા ખપનું? છતાં અમર પ્યાલો ચાખ્યા પછી તું મરણશીલ ભાવોમાં કેટલું જીવી શકશે? જેમ અત્યારે

તારે યોગથી જવું પડે છે તેમ જ કોઇ કાળ તારે યોગમાં પાછું આવવું પડશે.

ગોપીચંદ—ગુરૂદેવ, આપ જેને હિત કહેશો તે આનંદથી કરીશ. પરંતુ પૈલી વીતેલી વમળમાં પડી આપના દર્શન કયારે મેળવીશ તે સુજતું નથીં.

જલંદર—અને એવો ભય પણ શામાટે? વમળ તું અહીં પણ શું નથી દેખતો? નિર્ભય ન થવાય ત્યાંસુધી—યોગી—ભયમાં રહે, પણ ભયને નિર્ભયતા કહી છેતરાવું ઠીક નથી. વિવેકથી પ્રકૃતિને વશ જવામાં ભય નથી. ભય પ્રકૃતિનું ખુન કરવામાં છે. તને રાજ્યમાં નહિ લાગે.

ગોપીચંદ—ગુરૂદેવ-બીજો કોઇ માર્ગ નથી?

જલંદર—પ્હેલો જ માર્ગ સારો મળે તો બીજાની પૃચ્છા શા માટે કરવી? અને બીજો માર્ગ નથીજ. તને તે એકની એક વાત ક્ષણે ક્ષણે ખુંચ્યાં કરશે. તને તે એ ઝંપવા દેશે નહિ. યોગી, અનંતતામાં આવ્યા પછી હઝાર

હજાર વર્ષ પણ એક ખટક થાય તે દુનિયાંમાં તો ક્ષણે ક્ષણે થયાની બરાબર છે.

ગોપીચંદ–ગુરૂદેવ, જ્યાં જ્યાં દષ્ટિ ઉઘાડશો ત્યાં જોઈશ પડું તો ઉદ્ધારવા તત્પર રહેજો.

જલંદર–નહિ–બેટા–પડીશ નહિ. જે તને ખેંચી શકે છે તેને તારા જેવું જ માની તે ભોજ્યની સાથે ખેલ કર. તેના પગમાં માથું અને હૃદય ધર અને તારા આત્માને તું પોતે સાચવજે કે તારા ગુરૂને સોંપતો જજે પછી તું નિર્ભય રહી ભોગ ભોગવજે.

ગોપીચંદ–સત્ય–ગુરૂદેવ, મને ભાન આવ્યું આપની આજ્ઞા પ્રમાણે કરીશ અને દૃઢ રહીશ. પણ મહારાજ–કાળચક્રમાં દબાઇ ગયું તે હવે કેમ ઉભું થશે? એ વ્હાલાં માનઓાવી ગયાં અને તેની નિશાનીઓ પણ ગઇ રહી છે માત્ર આ એક ખળભળી ગયેલી વાવ અને હજુ કાંઇ સ્પષ્ટ દેખાઇ શકે તેવી એક રહીછે તે કાળે ધર્મપત્ની હતી તેની આ આ એક રસમય મૂર્તિ.

જલંદર—અને—બેટા—સૌથી પ્રબલ આ તારી ભાવના હજુ હતી તેવીને તેવી જ રહી છે. અન્ય સર્વને જીવનમય એ બનાવી શકશે. પ્રભુને સાથે રાખજે. મિત્ર વ્હેલો જા અને વ્હેલો આવજે.



# વિદ્યાર્થીઓને ઉપયોગી વચનો.

—:o:—

જે માણસના મનમાં પરમાર્થની મહાન ભાવના હોય,
જે માણસ જ્ઞાનના ઉપાસક હોય,
જે માણસ પોતાના બંધુઓની સેવા કરતા હોય,
જે માણસ કાંઇક નવી નવી શોધ કરતા હોય,
જે માણસ જગતને આગળ વધારવા પોતાના સ્વાર્થનો ભોગ આપતા હોય,
જે માણસ બીજાઓના કલ્યાણને ખાતર કષ્ટ સહન કરતા હો,
જે માણસ નીચે પડી રહેલાઓને ઉંચે ચડાવતા હોય,
જે માણસ દેશની દોલત વધારતા હોય એમ,
જે માણસ પોતાના અંતરાત્માને સંતોષ થાય તેવી રીતનું ઉતમ જીવન ગાળતા હોય,

**તે માણસોને હું મ્હોટા માણસો સમજું છું**

## જપાનનાં બાળકો.

—:o:—

—જેટલાં આજ્ઞા પાલક અને વિનયશીલ હોય છે તેટલાં બીજા કોઇપણ દેશમાં હાલ જણાયાં નથી. એ બાળકો બહાર જતી વખતે પોતાનાં માબાપને પ્રણામ કરીને પરવાનગી માગે છે, અને પાછાં ઘેર આવે ત્યારે પુનઃ પ્રણામ કરે છે. માતા તુ પૃથિવ્યા મૂર્ત્તિः પિતા

**मूर्त्तिः प्रजापतेः** । માતા પૃથ્વી વત પૂજ્ય છે અને પિતા પ્રજાપતિ પેઠે વંધ છે. આ વચનનું અક્ષરશઃ પાલન જાપાનમાં થાય છે.

" કેટલાક માણસો દ્રવ્યના મુલ્યનો વિચાર કર્યા વગર ખુટેત્યાં સુધી ખ-ર્ચ્યા કરે છે, તેમજ ઘણાં માણસો પોતાનો વખત પણ નકમો ગુમાવે છે, જ્યારે તેની જુવાની જાય છે અને ઉતરાવસ્થા થાય છે, ત્યારે તેના દુર્ગુણનું ભાન થાય છે, અને વખત ગયો તેનો પસ્તાવો થાય છે. એ વચલી જીદગીમાં કેટલીક કુટેવો પણ પડી જાય છે, જેના બંધનથી છુટવું પણ બહુ મુશ્કેલ પડે છે. ખરચેલું દ્રવ્ય ઉદ્યોગથી પાછું મળે વિસરેલું જ્ઞાન અભ્યાસથી પાછું પ્રાપ્ત થાય, શરીરની ખોઇ દીધેલી આરોગ્યતા, મીતાહાર અને ઓષધથી પાછી આવે, પણ ગયેલો વખત પાછો આવતો નથી."

---

## સ્ત્રીકર્ત્તવ્ય.

'જે કુળમાં સ્ત્રીઓ દુઃખથી શોકાતુર રહે છે એજ કુળનો દુઃખથી નાશ થાય છે, અને જે કુળમાં સ્ત્રીઓ પ્રસન્ન રહે છે, એ કુળ હમેશાં વધતું જાય છે અથવા ઉંચું થાય છે'

   

'પુજયા લાયક, મહાભાગ્યશાલી, પવિત્ર અને ઘરને શોભા આપનારી સ્ત્રીઓને ઘરની લક્ષ્મી ગણેલી છે, માટે સ્ત્રીઓની પ્રયત્ન પુર્વક રક્ષા કરવી'

'પુરૂષને અરણ્યાં પણ એક સ્ત્રી વિસામારૂપ મનાવલી છે તથા જેને સ્ત્રી હોય છે, તે પુરૂષ વિશ્વાસપાત્ર ગણાય છે, માટે સ્ત્રી પુરૂષને એક મોટો આધાર ગણાય છે'

'ધર્મ, અર્થ તથા કામ સમયે પુરૂષને સ્ત્રી સહાયતા કરનારી છે અને પરદેશ જતી વખતે વીશ્વાસ કરવા યોગ્ય પણ તેજ હોય છે.'

'હે સ્ત્રી ! તું મરદના સુખ દુઃખની ભાગિયણ છે !
'અને શોકાતુર મરદના અશ્રુ લુસી નાંખે છે.'

'ખરે ! તું આફતમાં દિલાસો આપવાને અને મરદની ચિન્તા ઓછી કરવાને જન્મી છે.'

'અપમાન થાય તો તે તુ નમ્રતાથી ખમી રહે છે અને આફતમાં આનંદી રહે છે.'

'અગર જો તું મોટી મોટી આશાઓ બાંધે છે, તો પણ સહનશકિતમાં તું અચળ છ.
'તમારી જીંદગીનુ મુખ્યકામ પ્રેમજ છ.

---

मुद्रकः—रा. जी. बी. परमेकर,
" सहकारी प्रिंटिंग वर्क्स "अरविंद हाऊस, गिरगांव मुंबई.

યોગબળ મંત્રાલયના વ્યવસ્થાપક તરફથી બહાર પડનારી

# સુવિચાર ગ્રંથમાલા.

## પુષ્પ ૧ લું.

### મનનુ સામર્થ્ય.

જેમા આપણુમન કઇ કઇ દીસાએ રોકવાથી કેવા કેવા લાભ થાય છે, અને મનના દૃઢ નિશ્ચયમાં કેટલુ સામર્થ્ય છે તેનુ સપ્રમાણ સ્પષ્ટિકરણ કરેલ છે.

## પુષ્પ ૨ જું.

### સ્વહિત અથવા પૈસાને આપણી જરૂરીઆત.

જેમા નામ પરથી જણાતો ઊલટો ન્યાય અવળો કેમ છે. એ સ્પષ્ટ રીતે સિદ્ધ કરી દેખાડેલ છે; આત્મ વિશ્વાસથી કામ કરનારા મનુષ્ય પાસે પૈસો કવિરીતે ખેંચાય આવે છે તેનુ સપ્રમાણ વિવેચન કરેલ છે.

## પુષ્પ ૩ જું.

### આચાર રહસ્ય.

જેમા કર્મ વિચાર, આપાણું અને પાશ્ચિમાત્ય વિચારનિ એકયતા, નિષ્કામ કર્માન અમૂલ્ય યોગ્યતા અનેક ગ્રંથો અને સંતવચનોના આધારે સારા સારનો વિચારક રેલ છે.

## પુષ્પ ૪ થું.

### કાર્ય સિધ્દી.

જેમા દૃઢ નિશ્ચય થી. કામ કરનારાઓને ધંદામાં ફતેહ કેમ મેલવાય છે, તેનુ સ્પષ્ટિકરણ કરેલ છે.

મજકુર ગ્રંથમાલાના મરાઠી પુસ્તો બહાર પડેલા છે.

# शान्तिनिकेतन तेल.

शान्ति माटे वापरो



माथाना विकारोनो शत्रु कंटालेला मगजने शांत करनारो मित्र अने संसारी मनने एकाग्रतानि मददथी योगाभ्यास करवा माटे सारथी. ए दृष्टीथी. आखा हिंदुस्थानमां आ एकज तेल छे.

वाळ माटे वापरो

व्यवस्थापकः—योगबलमंत्रालय मुबंई नं. ४

# સહકારી પ્રિંટીંગ વર્કર્સ.

છાપાખાનાનું ધ્યેય:—ગ્રાહકોનો સંતોષ. વેપારી ગ્રાહકોમાટે દરેક જાતનું (ચોપડીઓ વગેરે) પરચુટણ કામ કોઇપણ રંગમાં (એકી વખતે ત્રણ રંગ સુધી) ઘણીજ સગવડતાથી છપાય છે.

અમારા છાપખાનામાં છપાએલા નમુનાઓ જોયાથી અમારી કામનિ સગવડતા ભરેલા સફાઇ સસ્તાઇન ખાત્રી થશે.

મનેજર.